## ઘાટલોડિયામાં 'જય ભવાની ભાજપ જવાની'ના સૂત્રોચ્ચાર





ઘાટલોડિયાના કે.કે.નગર વિસ્તારમાં ગુરુવારે રાત્રે કોંગ્રેસ પ્રેરિત પાટીદારોની વિશાળ સભા યોજાઈ હતી. ભાજપના ગઢ ગણાતાં ઘાટલોડિયામાં આજદિન સુધી કોંગ્રેસ સભા કરી શકતી ન હતી ત્યાં પાંચ હજારથી વધુ લોકોની સભામાં હાજરીએ સૌનું ધ્યાન ખેંચ્યુ હતું. સભામાં પાટીદાર આગેવાનોએ ખુલ્લેઆમ કોંગ્રેસની આખી પેનલને જીતાડવા હાકલ કરી હતી.

### પાટીદાર આગેવાનોની હાકલ

# 'કોંગ્રેસના પાટીદાર સાથે OBCના ઉમેદવારોને પણ વોટ આપો'

■ ભાજપ ઉમેદવારને તમારાં વિસ્તારોમાં પેસવા ન દેતા

અમદાવાદ, તા.૧૯

ઘાટલોડિયા વિસ્તારના કે.કે.નગર ખાતે ગુરુવારે રાત્રે યોજાયેલી કોંગ્રેસ પ્રેરિત પાટીદારોની સભામાં પાટીદાર આગેવાનોએ ભાજપ ઉપર આકરાં પ્રહારો કર્યા હતા. એવું કહેવામાં આવ્યું હતું કે, જીન્સ પહેરેલાં યુવાનોએ ક્રાંતિ શરૂ કરી છે તેથી ભગવા ઝભ્ભા વાળા ગભરાઈ ગયા છે. ભાજપ ઉમેદવારને તમારાં વિસ્તારોમાં પેસવા ન દેતા. આમ ભાજપને હરાવવા માટે તમામ પાટીદાર નેતાઓએ લોકોને આહવાન આપ્યું હતું.

સભામાં પાટીદાર નેતાઓએ જાહેરાત કરી હતી કે જ્યાં પણ કોંગ્રેસની પેનલ હોય ત્યાં પાટીદાર ઉમેદવાર ઉપરાંત ઓબીસીના ઉમેદવારોને પણ મત આપીને જંગી બહુમતીથી ચૂંટી કાઢવા માટે તમામ મતદાન કરે.

સભાને સંબોધતાં વરુણ પટેલે કહ્યું કે કોંગ્રેસના પાટીદાર ઉમેદવારને તો મત આપવાના જ છે પણ કોંગ્રેસના ઓબીસી ઉમેદવારોને પણ વોટ આપો. તેમણે જણાવ્યું હતું કે, ભાજપને પછડાટ આપવાનું મહેસાણાથી શરૂ થઈ ગયું છે. પાટીદાર સમાજ અનામત પડાવવા નથી માંગતો તેનાં ગરીબ પરિવારોને અનામત જોઈએ છે. ઘાટલોડિયામાં ભાજપને ભગાડવાનો છે. આ વાત થતાં જ લોકોએ સૂત્રો પોકાર્યા હતા કે, જય ભવાની ભાજપ જવાની.

પાટીદાર આગેવાન ડો.જીતુભાઈ પટેલે જણાવ્યું હતું કે, દુનિયાની એવી કોઈ જેલ નથી કે જે હાર્દિક પટેલને રાખી શકે. આપણી થાળીનું અન્ન લઈ જનારાઓને અહીં પેસવા દેવાના નથી. સભામાં પાટીદાર આગેવાનો ચંદનાબેન પટેલ, કિરીટ પટેલ, અતુલ પટેલ, રમેશ દૂધવાળા હાજર હતા. સભાના સ્થળે મોટી મેદનીને કારણે દોઢ કલાક ટ્રાફિક જામ થઈ ગયો હતો. સભામાં મહિલાઓની હાજરી નોંધપાત્ર હતી.

# સરદાર સાહેબે અંગ્રેજો પર પણ ટેક્સ ઠોકી દીધો હતો



સરદાર સાહેબ ૧૯૧૭માં અમદાવાદ આવ્યા હતા, પરંતુ ૧૯૧૭થી ૧૯૨૮ના ૧૨ વર્ષના ગાળામાં તેમણે અમદાવાદ શહેરને ઘણું આપ્યું છે. આમ તો તેઓ વકીલાત કરવા આવ્યા હતા, પરંતુ ૧૯૧૭માં તેઓ અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં જોડાયા હતા. એ વખતે શીલડી નામનો એક અંગ્રેજ મ્યુનિ. કમિશનર હતો. તે તુંડમિજાજી હતો. તેને સીધો કરવા લોકોના દબાણથી સરદાર સાહેબે અંગ્રેજોના રાજમાં આ અંગ્રેજ મ્યુનિ. કમિશનરનો ભ્રષ્ટાચાર પકડી તેની સામે ઠરાવ કરી શીલડીને મ્યુનિસિપાલિટીમાંથી કાઢી મૂક્યો હતો.

૧૯૨૪ની સાલમાં સરદાર સાહેબ અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ બન્યા. ૧૯૨૮ સુધી તેઓ પ્રમુખ તરીકે રહ્યા. સરદાર સાહેબે અમદાવાદ મ્યુનિસિપાલિટીની બાગડોર સંભાળી ત્યારે અમદાવાદ 'ધૂળેટાબાદ' તરીકે જાણીતું હતું. શહેર એક મોટું ગામડું જ હતું. મકાનોની પરિસ્થિતિ અત્યંત ખરાબ હતી. દરેક પોળમાં સાપ પકડવા છથી ૮ ફૂટ લાંબા સાણસા રાખવા પડતા. વાંદરાઓના ભારે ત્રાસથી બચવા લોકો તેમના મકાન પર વાડિયા ઊભા કરતા. હડકાયાં કૂતરાંનો ભારે ત્રાસ હતો અને અનેક લોકો હડકવાથી મરી જતા. શહેરમાં ગટર નહોતી. પાણીના નળ નહોતા. શહેરની ચારે બાજુ કોટ હતો. રાતના નવના ટકોરે નગરના દરવાજા બંધ કરી દેવાતા. રાત્રે કોઈ વ્યક્તિ મોડી પહોંચે તો દરવાજાની નાની બારીથી સાંકળ ખખડાવવી પડતી. દરવાજાની અંદર ખાટલો નાખી એક માણસ પડ્યો રહેતો. કાંકરિયા વિસ્તારમાં તો કોઈ એકલદોકલને લૂંટી લેવાતો. પાણીમાં ભયાનક મગરો હતા. શહેરમાં હજી મોટરોની શરૂઆત થઈ નહોતી. ભદ્ર વર્ગના લોકો ઘોડા જોડેલી બગીઓમાં ફરતા. સાંકડી ગલીઓમાં બગીઓ ઊભી રાખતા. એ કારણે પોળો ગંદી રહેતી. ઉંદરોનો પણ ત્રાસ હતો. ગંદકીના કારણે શહેરમાં પ્લેગ પણ ફાટી નીકળ્યો હતો.

**ELECTION મ્યુનિ. કોર્પોરેશન**

### નગરનો ચહેરો બદલ્યો

આવા ગંદા નગરની સિકલ બદલવાનું કામ સરદાર સાહેબે ઉપાડી લીધું.

એમને લાગ્યું કે આ શહેર બેધિયાર છે. તેનું ટાઉન પ્લાનિંગ કરવું જરૂરી છે. કિલ્લો તોડવો જરૂરી છે. કેટલાંકે વાંધો ઉઠાવ્યો. 'કિલ્લો ઐતિહાસિક સ્મારક છે માટે તોડી ના શકાય.'

એ પછી જમાલપુર, મણિનગર વિકસાવવામાં આવ્યાં. કાંકરિયાને વિકસાવવામાં આવ્યું. એક અંગ્રેજ આર્કિટેક્ટ મિરામ્સની મદદથી 'નદીની પેલે પાર એલિસબ્રિજ વિકસાવવામાં આવ્યું.'

સરદાર સાહેબે પૈસાદારોને અને રાવબહાદુરોને તેમની બગીઓ પોળોની બહાર કાઢવા ફરજ પાડી.

શહેરના રખડતાં કૂતરાંઓના ત્રાસને દૂર કરવા રખડતાં કૂતરાં મારી નાંખવા આદેશ આપ્યો ત્યારે કેટલાક લોકોએ વિરોધ કર્યો : "અરે ! આ શું કરો છો ?"

સરદાર સાહેબે કહ્યું : "રખડતાં કૂતરાં બહુ વહાલા લાગતાં હોય તો તમારા ઘરમાં રાખો." પ્લેગને કારણે શહેરમાં લોકો ટપોટપ મરતાં હતાં. સ્મશાનમાં મૃતદેહોનો ભરાવો થઈ જતાં લોકો શેરીઓમાં જ મરેલી વ્યક્તિના અગ્નિસંસ્કાર કરતાં એવી આ શહેરની હાલત હતી. સરદાર સાહેબે કેટલાક જીવદયાવાળાના પ્રચંડ વિરોધ છતાં પ્લેગ માટે જવાબદાર ઉંદરોને મારવાનાં પગલાં ભરવા સૂચના આપી.

૧૯૨૭માં પ્રીતમરાય વ્રજરાય દેસાઈએ પ્રીતમનગરની સ્થાપના કરી. જેને સરદાર સાહેબનો ટેકો મળ્યો. અહીં ૧૯૨૭માં કોંગ્રેસનું અધિવેશન મળ્યું. તે પછી સરદાર સાહેબના પ્રયાસથી આ જ ખુલ્લી જગ્યા પર વાડીલાલ સારાભાઈ હોસ્પિટલ ઊભી થઈ. વી.એસ.ના એક ફુવારા પર આજે પણ એક તક્તી છે, તેમાં લખવામાં આવ્યું છે કે, "અહીં કોંગ્રેસનું અધિવેશન મળ્યું હતું. વા. સા. હોસ્પિટલ જોયા પછી ગાંધીજીએ લખ્યું હતું કે, "સરદાર વલ્લભભાઈ પટેલનો જય હો. આ હોસ્પિટલ જોઈ હું રાજી થયો છું."

### પાણીના નળ લાવ્યા

અમદાવાદ શહેર છોડતાં પહેલાં તેમણે અમદાવાદ શહેરને આપેલા ઉપહારો અનેક છે. દૂધેશ્વરની ટાંકી અને મોટું વોટર વર્ક્સ પણ સરદાર સાહેબે જ ઊભું કરાવ્યું હતું. અમદાવાદમાં ગટરો જ નહોતી. પાણીના નળ જ નહોતા. લોકો કૂવાનું પાણી પીને બીમાર પડતા. સરદાર સાહેબ નળ લાવ્યા ત્યારે કેટલાક રૂઢિચુસ્તોએ વિરોધ કર્યો : "ભગવાનને નળનું પાણી ના ચડાવાય." સરદાર સાહેબ આવા લોકોની પરવા કરતા નહોતા.

### પબ્લિક ટોઇલેટ

અમદાવાદ શહેરમાં એ વખતે મિલો ધમધમતી શરૂ થઈ હતી. મિલના મજૂરોને સુઘરાઈની વ્યવસ્થાનાં ફળ મળતાં નહોતાં. સરદાર સાહેબે જોયું કે, મિલોના મજૂરોની સ્ત્રીઓને ખુલ્લામાં ખાટલાની આડશ મૂકીને નહાવું પડે છે. સરદાર સાહેબે એ જમાનામાં સુઘરાઈના ખર્ચે મજૂરોની સ્ત્રીઓ માટે નાવણિયા (બાથરૂમ) તૈયાર કરાવરાવ્યાં. જેને આપણે પબ્લિક ટોઇલેટ સિસ્ટમ કહીએ છીએ એની પહેલ સરદાર સાહેબે અમદાવાદમાં કરી હતી. મ્યુનિસિપાલિટીએ શાળાઓ શરૂ કરવી જોઈએ તેવો ખ્યાલ સરદારને જ પહેલો આવ્યો. પ્રાથમિક શિક્ષણ મફત હોવું જોઈએ તે વાતનો અમલ પણ તેમણે જ કરાવ્યો.

વિક્ટોરિયા ગાર્ડન પણ સરદાર સાહેબની જ ભેટ છે. અમદાવાદ શહેરમાં મનોરંજનની કોઈ વ્યવસ્થા નહોતી. સરદાર સાહેબના પ્રયાસોથી જ ૧૯૨૮માં અમદાવાદમાં શહેરમાં રેડિયો સ્ટેશન આવ્યું.

### રિલીફ રોડ

એ વખતે અમદાવાદનો મુખ્ય એક જ માર્ગ 'રિચી રોડ' હતો, જે આજે ગાંધી રોડ તરીકે ઓળખાય છે. આ રોડ પર ટ્રાફિકનું ભારણ વધતાં તેનો 'રિલીફ' એટલે કે રાહત આપવા બીજો રોડ બનાવવા સરદાર સાહેબે દરખાસ્ત કરી. જેમાંથી આજનો રિલીફ રોડ (તિલક માર્ગ) બન્યો. એ રોડના નામ પર આધારિત થયાં વર્ષો પછી આ રોડ પર રિલીફ સિનેમા બન્યું. આ માર્ગ બનાવવા રસ્તામાં અનેક મકાનો, દેરાસરો, મંદિરો અને મસ્જિદો આવતાં હતાં. પ્રજાનો ઉગ્ર વિરોધ થયો, પરંતુ ઊભા રસ્તામાં આવતાં તમામ ધાર્મિક સ્થળોને ધ્વસ્ત કરી હિંમતપૂર્વક સરદાર સાહેબે રોડ બનાવી દીધો. રિલીફ રોડની પહોળાઈ સો ફૂટની રાખવાની દીર્ઘદૃષ્ટિ પણ સરદાર સાહેબની જ હતી. આજનો રિલીફ રોડ પણ સરદાર સાહેબની જ ભેટ છે.

– દેવેન્દ્ર પટેલ
www.devendrapatel.in

## રિલીફ રોડ, અમદાવાદ રેડિયો સ્ટેશન અને વિક્ટોરિયા ગાર્ડન સરદાર સાહેબની ભેટ છે

### અમદાવાદને 'શાંઘાઈ' બનાવવાનું સપનું ત્રણ દાયકામાં પણ પૂર્ણ થશે ?

# ડેવલપમેન્ટ પ્લાન મતદારોનું મન જીતશે ખરો ?

- ■ ડેવલપમેન્ટ પ્લાન લોકોને ગમ્યો કે નહીં, તે ચૂંટણીના પરિણામો નક્કી કરશે
- ■ અમદાવાદ મ્યુનિ.ના શાસકો પાંચ વર્ષમાં બજેટ પણ પૂરેપૂરું વાપરી શક્યા નથી
- ■ આશ્રમરોડને બિઝનેસ હબ બનાવવાની યોજનાનો અમલ થશે ખરો ?

અમદાવાદ, તા. ૧૯

હવે આગામી એક દાયકા સુધી તો અમદાવાદ શહેરની હદ સરદાર પટેલ રિંગ રોડની બહાર વધી શકશે નહીં. અમદાવાદ શહેરને એક દાયકામાં ગગનચૂંબી વિકાસનો વાયદો કરાયો છે જેમાં શહેરમાં બીઆરટીએસ-મેટ્રો રેલની સમાંતર ઊંચી ઇમારતો બંધાશે. જ્યારે આશ્રમરોડનો બિઝનેસ હબ તરીકે વિકાસ કરવામાં આવશે. અમદાવાદ શહેરના 'ડેવલપમેન્ટ પ્લાન-૨૦૨૧' બનાવીને શહેરને એક દાયકામાં શાંઘાઈ નજીક પહોંચાડવાનું સપનું બતાવવામાં આવ્યું છે પણ રિ-ડેવલપમેન્ટ થાય તો તેની સામે માળખાકીય સુવિધાઓ ઊભી કરવા માટે રૂ. ૨૨ હજાર કરોડથી વધુનો ખર્ચ કરવો પડે. અમદાવાદને શાંઘાઈ નજીક પહોંચાડવા માટે પ્રોપર્ટી ટેક્સની આવક વધે તેવી શક્યતા ઓછી છે પણ એફએસઆઈ અને બેટરમેન્ટ ચાર્જ વસૂલીને આવક વધારીને માળખાકીય સુવિધાઓ ઊભી કરવાનું સપનું જોવાયું છે. જોકે, અમદાવાદ ડેવલપમેન્ટ પ્લાનના નામે શહેરને શાંઘાઈ બનાવવાની વાતો મતદારોને આકર્ષી શકી છે કે નહીં તે અમદાવાદ મ્યુનિ.ની ચૂંટણીના પરિણામો જ નક્કી કરશે પણ અમદાવાદ શહેરનો ડેવલપમેન્ટ પ્લાનથી પ્રજાજનો તો છોડો પણ બિલ્ડરો પણ એટલી હદે ખુશ થયા નથી. બીજી તરફ ઔડાએ શહેરનો ડેવલપમેન્ટ પ્લાન બનાવીને મંજૂર કર્યાને બે વર્ષનો સમય વિત્યો છતાં પણ અમલવારી નામે માત્ર કાગળ ઉપર ઘોડા દોડી રહ્યાં છે.

**અમદાવાદના ગગનચૂંબી વિકાસ માટે 22,289 કરોડનો ખર્ચ કરવો પડે**




| ડેવલપમેન્ટ પ્લાનનો અંદાજિત કુલ ખર્ચ | અમદાવાદ મ્યુનિ.નો અંદાજિત ખર્ચ | ઔડાનો અંદાજિત ખર્ચ | માળખાકીય સુવિધા પાછળનો ખર્ચ |
|---|---|---|---|
| 22,289 કરોડ | 11,597 કરોડ | 8,644 કરોડ | 6,342 કરોડ |

### અમદાવાદ મ્યુનિ.ની ચૂંટણીમાં વિકાસનો મુદ્દો ક્યાંક પાછળ છુટી રહ્યો છે

અમદાવાદ મ્યુનિ.ની ચૂંટણીમાં વિકાસનો મુદ્દો ક્યાંક પાછળ છૂટી રહ્યો છે. અમદાવાદ મ્યુનિ.ની ચૂંટણીમાં કોંગ્રેસ અને ભાજપ બંને જ્ઞાતિય સમીકરણો આગળ ધરીને પ્રજાજનોને આકર્ષવામાં પડ્યાં છે. શહેરમાં ગટર, પાણી, ડ્રેનેજ અને સ્ટોર્મ વોટર લાઇનના વાયદા થયા છે. પ્રાથમિક સુવિધાઓ પૂરી પાડવા માટે પણ વચનો આપવામાં આવી રહ્યાં છે. બીજી તરફ અમદાવાદ શહેરનો આગામી એક દાયકાનો વિકાસ કેવી રીતે થશે તેનો ડેવલપમેન્ટ પ્લાન મંજૂર કરી દેવાયો છે જેમાં શહેરના આશ્રમ રોડને સેન્ટ્રલ બિઝનેસ ડિસ્ટ્રિક્ટ કોરિડોર જાહેર કરીને ૫.૪ની એફએસઆઈ આપવામાં આવી છે જેથી ૭૫ માળ સુધીની ઇમારતો બાંધી શકાશે. જોકે, આશ્રમ રોડ ૪૦ મીટર સુધી પહોળો કરવામાં આવશે. જેથી રિ-ડેવલપમેન્ટના નામે ઊંચી ઇમારતો બંધાશે તો તેની સામે માળખાકીય સુવિધાઓ પણ ઊભી કરવી પડશે. બીજી તરફ એસપી રિંગ રોડની ફરતે એફોર્ડેબલ હાઉસિંગ ઝોન જાહેર કરાયો છે જેમાં ૪ની એફએસઆઈ આપી છે જેમાં ચાર્જેબલ એફએસઆઈમાં બિલ્ડરોને છૂટ આપવામાં આવી છે પણ એફોર્ડેબલ હાઉસિંગ ઝોનમાં માળખાકીય સુવિધાઓ ઊભી કરવા પાછળ રૂ. ૩,૧૬૨ કરોડનો ખર્ચ થશે જેની સામે ૧૫ લાખ સસ્તા મકાનો બનશે તેવું આયોજન છે. બીજી તરફ બીઆરટીએસ-મેટ્રોને સમાંતર ૨૦૦ મીટરના પટ્ટામાં ટ્રાન્ઝીસ્ટ ઓરિએન્ટેડ ઝોન જાહેર કરાયો છે. જેમાં ૪ની એફએસઆઈ આપવામાં આવી છે આમ મેટ્રો-બીઆરટીએસને સમાંતર ઊંચી ઇમારતો બંધાશે જોકે, તેમાં પણ માળખાકીય સુવિધાઓ માટે કરોડો ખર્ચવા પડશે. જોકે, બીજી તરફ આગામી દાયકામાં વોટર ટ્રીટમેન્ટ પ્લાન્ટ, સુએજ ટ્રીટમેન્ટ પ્લાન્ટ સહિત અનેક સુવિધાઓ ઊભી કરવી પડશે. જોકે, એક દાયકાનું સપનું ડેવલપમેન્ટ પ્લાનમાં જોવાયું છે પણ તેમાં ત્રણ દાયકા સુધી આ ડેવલપમેન્ટ પ્લાનનો અમલ થાય તેવું જાણકારોને લાગતું નથી. બીજી તરફ એસપી રિંગ રોડની અંદર અમદાવાદને સીમિત કરીને બહાર એગ્રીકલ્ચર ઝોન મૂકી દેવા સામે પણ ખેડૂતો નારાજ છે. આમ અમદાવાદનો ડેવલપમેન્ટ પ્લાન અમદાવાદ મ્યુનિ.ની ચૂંટણીમાં મતદારોને આકર્ષી શકશે કે નહીં તે પણ જોવાનું રહ્યું....

- ● અમદાવાદની ગટર, પાણી અને સ્ટોર્મ વોટર લાઇનનું નેટવર્ક બદલી દેવું પડે
- ● પ્રોપર્ટી ટેક્સ સાથે એફએસઆઈ અને બેટરમેન્ટ ચાર્જની આવક વધારવી પડશે
- ● અમદાવાદના એક દાયકાના વિકાસનું આયોજન પ્રજા ગમાડશે ખરી



### અપક્ષ ઉમેદવાર રાહુલ મહેતાનો ૯ ટ્રસ્ટનો ખેલ, સ્વપ્રસિદ્ધિ માટે ઉડાઉ ખર્ચા

# દેશને બદનામ કરવાના આશયથી રાહુલ મહેતાએ 'રાઇટ ટુ રિકોલ'ની દુકાન ખોલી

■ વાણીવિલાસ કરવામાં મશગૂલ પ્રજાના પ્રશ્ન ઉઠાવવાની તસદી લીધી નથી

અમદાવાદ,તા.૧૯

જાહેર સેવાનું બહાનું લઈ નાગરિકોની સુખ સુવિધા વધારવા મ્યુનિ. કોર્પોરેશનની ચૂંટણી લડી રહેલા રાજકીય પક્ષોના કર્મઠ ઉમેદવારો વચ્ચે માત્ર વિદેશી ફંડ જ જેમની મૂડી છે અને વિદેશી એજન્સીઓના પ્રચાર જ મુખ્ય હેતુ છે તેવા એક ઉમેદવાર રાહુલ ચીમનભાઈ મહેતા 'રાઇટ ટુ રિકોલ' નામની પાર્ટીના બેનર હેઠળ રાણીપ અને ઠક્કરબાપા નગર વોર્ડમાં અપક્ષ ઉમેદવાર તરીકે ચૂંટણી લડી રહ્યા છે. જેમને બંને વોર્ડના મતદારો જાકારો આપી રહ્યા છે અને એવો પ્રશ્ન કરી રહ્યા છે કે તમે ગરીબોના નામે વિદેશી ફંડ મેળવી રહ્યા છો. તેને પહેલા હિસાબ આપો એ પછી જ મત મેળવવા અહીં આવો.

અપક્ષ ઉમેદવાર તરીકે ચૂંટણી લડતા અને પોતાની ડિપોઝિટ પણ ગુમાવતા રાહુલ મહેતા લોક જાગૃતિના નામે વિદેશમાંથી કરોડો રૂપિયાનું ફંડ મેળવી રહ્યા છે અને એ ફંડ રાઇટ ટુ રિકોલની ઝુંબેશના નામે ઉઘરાવીને દેશ વિદેશોમાં ફરી તાગડ ધિન્ના કરી રહ્યા છે, ચોંકાવનારી બાબત તો એ છે કે રાઇટ ટુ રિકોલની એક જ ઓફિસ (જગ્યામાં) ખોલીને રાહુલ મહેતા એક બે નહીં નવ જેટલા દેશી વિદેશી ટ્રસ્ટોનો કારોબાર કરી રહ્યા છે. એ ટ્રસ્ટોમાં એક ટ્રસ્ટ ઇન્દુલાલ આ ટ્રસ્ટમાં ૧૪.૯૦ લાખનું દાન મળ્યું તે રાઇટ ટુ રિકોલમાં પોતાની પ્રસિદ્ધિ પાછળ વાપરતાં હોવાનું તેમના નજીકના સૂત્રો જણાવે છે. લાખો રૂપિયા એમણે ક્યાં ખર્ચ્યા તેનો હિસાબ ટ્રસ્ટીઓને આપતા નથી. આ ટ્રસ્ટોના નાણાં સેવા કાર્યોમાં વાપરવાને બદલે પોતાની પ્રસિદ્ધિ માટે ચૂંટણી લડવા અને ચૂંટણીનો પ્રચાર માટેની જાહેરાતો અખબારોમાં પ્રસિદ્ધ કરવા માટે વાપરે છે. એટલું જ નહીં રાઇટ ટુ રિકોલના નામે નાનકડા સેમિનાર રાષ્ટ્રીય સેમિનારમાં બતાવીને દાનમાં મળેલી રકમ આરામથી ઉડાવે છે. જેની ગુપ્ત માહિતી ચેરિટી કમિશનરને મળતા તેની ઊંડી તપાસ હાથ ધરી હોવાની માહિતી સાંપડી છે. પૂર્વ સાંસદના ચીમનભાઈ મહેતાના દીકરા હોવાની વાયકાત ધરાવતાં રાહુલ મહેતા વિદેશમાં ભણ્યા છે જેથી વિદેશની વ્યવસ્થા તેમને ખાસ સારી લાગે છે. શહેરના પાણી, ગટર, રોડ કે ગંદકી જેવા પ્રજાના પ્રશ્ન ઉઠાવવાની તેમણે ક્યારેય તસ્દી લીધી નથી પણ દેશની લોકશાહી વ્યવસ્થાને ભાંડવામાં પાછળ વળીને જોયું નથી. રાહુલ મહેતા દર વખતે ચૂંટણીની મોસમમાં દેખાય છે જેમાં અપક્ષ ઉમેદવારી નોંધાવીને ઘરે જઈને સૂઈ જાય છે પછી પોતાને મળેલા મતોની માહિતી ફેસબુકમાં વહેતી કરીને વાહવાહી લૂંટે છે.

## જીતવાની વાત તો જવા દો ડિપોઝિટ બચાવવામાં પણ નિષ્ફળ

| વર્ષ | કઈ ચૂંટણી | મત મળ્યા | ડિપોઝિટ |
|---|---|---|---|
| ૨૦૦૯ લોકસભા | વિધાનસભા ઘાટલોડિયા મતક્ષેત્ર | ૯૭૦૦ | ડિપોઝિટ જપ્ત |
| ૨૦૧૪ લોકસભા | લોકસભા ગાંધીનગર મતક્ષેત્ર | ૨૫૦૦ | ડિપોઝિટ જપ્ત |
| ૨૦૧૦ કોર્પોરેશન | મ્યુનિ.ચૂંટણી સ્ટેડિયમ મતક્ષેત્ર | ૫૫૫ | ડિપોઝિટ જપ્ત |
| ૨૦૧૫ કોર્પોરેશન | રાણીપ ઠક્કરબાપા | વોર્ડમાં દેખાયા પણ નથી | ચૂંટણી લડી રહ્યા છે |



Published by Dhaval Pandya for the owner The Sandesh Limited & Printed by him at Sandesh Bhavan, Lad Society Road, Behind Vastrapur Gam, PO: Bodakdev, Ahmedabad-380054 (Gujarat) Phone : 40004000, Editorial Fax : 40004281 ★ Website : www.sandesh.com
Editor : Mr. Mahesh Lilorya - Responsible for selection of news under PRB Act. SANDESH (Estd 1957) Reg. : No. GAMC 26, Valid up to 31-12-2017 RNI Reg. No.: 1584/1957 Vol : 59 No. : 78